માગસર વદ ૯, ૨૦૬૬



।। श्रीगोकुलेशो जयति ।।

શ્રીગોકુલેશ પાઠશાળા – વિશેષ અંક

# શ્રીગુસાંઇજી પ્રાકટ્યોત્સવ



राग कान्हरो :-

आज धन्य भाग्य हमारै प्रकटै श्रीविट्ठलनाथ ;

निरखत त्रिविद ताप तनकै गयै भवसागर तै तारै।। १ ।।

शामल अंग वदन पूरनचंद देखियत जग उजियारै ;

छीतस्वामी गिरिधरन श्रीविट्ठल वल्लभलाल ललारै ।। २ ।।





।। શ્રીગોકુલેશો જયતિ ।।

**શ્રીગોકુલેશ ગોકુલેશ હૈ યહ ફલકૌ નામ ।**
**યહ નામ લેત હોઈ સર્વ મનોરથ પૂરણ કામ ।।**
**શ્રીવલ્લભ કલ્પતરુ ફલ લાગ્યો વિઠ્ઠલેશ ।**
**તાકૌ રસરૂપ એહી હૈ, શ્રીગોકુલનાથ નરેશ ।।**

# શ્રીમદ્ શ્રીવિઠ્ઠલનાથ પ્રભુચરણ - શ્રીગુસાઁઈજી પ્રાકટ્યૉત્સવ (સં.૧૫૭૨)

## નિવેદન

હાલમાં જ આપણે સૌ શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સેવક સમાજે **શ્રીમદ્ ચતુર્થ શ્રીવિઠ્ઠલરાજકુમાર આદ્ય ચતુર્થપીઠાધીશ્વર શ્રીમદ્ ગોકુલનાથ પ્રભુચરણ**નો મહોત્સવને અનેરા ઉત્સાહ અને ઉમંગ સાથે ઉજવ્યો. કોઈક પોતાના ગામમાં તો કોઈક શ્રીમદ્ ગોકુલ આવી શ્રીબેઠક સન્મુખ પોતાનું સેવકપણું સિદ્ધ કર્યું. અને હવે આપશ્રીના પિતૃચરણ શ્રીમદ્ શ્રીવિઠ્ઠલનાથ પ્રભુચરણ શ્રીગુસાઈજીનો પ્રાકટ્યોત્સવને પણ આપણે એજ ઉત્સાહથી ઉજવીએ.

આપણા અલૌકિક શ્રીચતુર્થદ્વારની એક પરંપરા સદાય રહી છે કે જ્યારે જે સ્વરૂપનો ઉત્સવ આવે ત્યારે આપણે તે સ્વરૂપનું ચિંતન કરીએ અને આપશ્રી દ્વારા વિરચિત ગ્રંથનું પારાયણ અથવા તો પૂરો ગ્રંથ સમજવાનો પ્રયાસ કરીએ છીએ. આજ પરંપરા આપણે આજે આપણા શ્રીગોકુલેશ પાઠશાળાના માધ્યમથી આપણે શ્રીગુસાંઈજીના સ્વરૂપ વિષે સારાંશમાં જાણીશું અને ત્યાર બાદ આપશ્રીએ અતિ વિદ્વાનો દ્વારા પ્રશંસનીય એવો વિદ્વન્મણ્ડન ગ્રંથને તો પૂર્ણ રૂપે નહીં, પણ તે ગ્રંથના વિષયને સાર રૂપે સમજવાનો પ્રયાસ કરીએ.

આપણા શ્રીચતુર્થઘરના અનન્ય એવા નાનુલાલ ગાંધીએ લગભગ એક સદી પૂર્વ પ્રકાશિત વિદ્વન્મણ્ડન ગ્રંથનું ગુર્જર અનુવાદ પ્રકટ કરેલ, અને તે પુસ્તકમાં ઉપોદ્ઘાતમાં આજના વિષયને પ્રકટ કરેલ છે, તેનું આપણે અત્રે શબ્દેશબ્દ અંકન પ્રકટ કરેલ છે. આપણે આ ધીર-ગંભીર અંકનનું મનન-ચિંતન કરીશું તો આ ગ્રંથને જ્યારે ભણીશું ત્યારે તે સમજવા, જાણવામાં સરલતા પ્રાપ્ત થશે. સાથે જ બ્રહ્મ અને જીવના સ્વરૂપનો પણ આપણને ખ્યાલ આવશે. તો આઓ, વધું ન કહેતાં આપણે આજના ઉત્સવને કાંઈક અલગ રીતે મનાવીએ.

સર્વે પાઠકોને ફરીથી શ્રીગુસાંઈજીના પ્રાકટ્યોત્સવની અનેકાનેક વધાઈ....સાથેજ શ્રીગુસાંઈજીના પ્રાકટ્ય સમયનું સુંદર વર્ણન વલ્લભાખ્યાનમાં કરતાં ગોપાલદાસભાઈ ત્રીજા આખ્યાનમાં પ્રકટ કર્યું છે, તેનું પણ અત્રે આપણે અહીં રસપાન કરીશું.





**વધાઇ** **વધાઇ** **વધાઇ**

રાગ સારંગ :- જૈ વાસુદેવ કિયૈ પૂરણ તપ સૌ ફલ ફલિત શ્રીવલ્લભ દેહ; જૈ ગોપાલ હુતે ગોકુલમૈં તે અબ આન વસે કર ગેહ. ૧ જૈ વૈ ગોપવધૂ હી વ્રજમૈં સૌ અબ વેદઋચા ભાઇ તેહ; છીતસ્વામી ગિરિધરણ શ્રીવિઠ્ઠલ તેઇ એઇ એઇ તેઇ કછુ ન સંદેહ. ૨

રાગ સારંગ :- કેસરકી ધોતી કટિ કેસરી ઉપરના ઓઢે તિલકમુદ્રા ધરે ઠાડે મંદિર ગિરિધર કૈ; દોઉ જનનકી પ્રીતિ કછૂ કાહૂપૈં ન કહી જાત ઉત નંદનંદન ઇત વલ્લભવરકે. ૧ કરકૈં શૃંગાર આજ લાડિલૈ ગોપાલજૂકૌ લેત હૈં બલાય વારવાર દોઉ કરકૈ; બેઉ મુસકાત જાત ફૂલૈ ન સમાત ગાત કહૈ હરિદાસ મૈં નિહારૈ દગભરકે. ૨

# ।। આખ્યાન ત્રીજું ।।

## રાગ ધનાશ્રી

આ પોષ મધ્યાહ્ને નોમે શ્રીનાથજી, અક્કાજી ઉર ઉપન્યો આનન્દ ;
આ ચંદ શ્રીવૃન્દાવન તણો પ્રગટ્યો ।। ૧ ।।
આ સૌભાગ્ય સુંદરી મળી ધવલ ગાયે, સુહાયે રૂડા કંઠના નાદ ;
આહ્લાદ ઉપન્યો તે અંગો અંગ ઘણો ।। ૨ ।।
આ સૂતિકા સદન સોહામણું, શોભા રૂડી લહેરડે જાય ;
આ વાજિંત્ર વાજે તે સમે તણો ।। ૩ ।।
આ સર્વસ્વ-દાન તેણે સમે, કરે રે શ્રીવલ્લભજી ઉદાર ;
આ સુકુમાર સુત ઉદયો શ્રવણે સુણી ।। ૪ ।।
આ પાતાળે શેષ નાગ રીઝિયા, ઉપર ઇન્દ્રાદિક દેવ ;
આ તત ખેવ સુણી નિશાન વજડાવિયાં ।। ૫ ।।
આ સિદ્ધ ગંધર્વ ગુણી અપસરા, ઊલટિયાં નૃત્યને નાદ ;
આહ્લાદ ભર્યા શ્રીવલ્લભજીએ માનિયાં ।। ૬ ।।
આ બ્રહ્મા, મહાદેવ, મુનિ હરખિયા, વરખિયા કુસુમ સમૂહ ;
આ મોહ ટાળ્યો જગતના જીવનો ।। ૭ ।।
આ નિગમ સામ શાખા સહસ્રશું, કરે રે ભલા નિર્ઘોષ ;
આ ઘોષ પતિ ભગવંત (ભગવદી) ભેટતાં ।। ૮ ।।
આ વેદ વિહિત કૃત્ય સર્વે કીધાં, દીધાં બહુ પેરે ગોદાન ;

આ માનશું સ્વજન સંતોષિયાં ||૯||
આ કનક કચોળાં કુમકુમ ભર્યા, અક્ષત દુર્વા ભર્યા રે સુથાળ ;
આ માળ પારિ જાતની મહમહે ||૧૦||
આ તોરણ પૂર્ણ સહકારનાં, ધરણિયે ચંદન તણાં નીર ;
આ વીર શ્રીગોપીનાથ, શ્રીવિઠ્ઠલ પ્રગટ્યા ||૧૧||
આ દધિ દૂધ ધૃત મધુ માંડવે, શેરડિયે વહે રે સુગંધ ;
આ સુગંધે મોહ્યા અલિ કુલ આવીયા ||૧૨||
આ સૂત માગધ સાધુ સર્વે મળ્યા, મળિયા તે માંહો માંહે ;
આ ઉત્સાહ ભર્યા કો કોને જાણે નહિં ||૧૩||
આ શુકદેવ સબળ આનન્દિયા, વંદિયા શ્રીવલ્લભજીનાં ચરણ ;
આ ગિરિધરણ શ્રીભાગવત મારું નિરખશે ||૧૪||
આ સકલ કલા કલિ કાલમાં, કલ્પ દ્રુમ પ્રગટિયો આજ ;
આ કાજ મન વાંછિત પૂરવા ||૧૫||
આ તૈલંગ તિલક ત્રિભુવન ધણી, મણિ મરકત ધનવાન ;
આ સમાન રૂપ નિરખતાં કોઈ નહિ ||૧૬||
આ ગણક ગર્ગાદિક આવિયા, ભાવિયા દિયે રે આશિષ ;
આ જગદીશ શ્રીવલ્લભ ઘેર પ્રગટિયા ||૧૭||
આ ધવલ ધનાશ્રી ગાન જે કરે, ઉચ્ચરે શ્રીવિઠ્ઠલજી અવતાર ;
આ સરસ્વત લીલા તે જન લહે ||૧૮||
આ દાસનો દાસ જાય વારણે, બારણે રહ્યો રે ઉત્સવ જુવો ;
આ કો એક ભાગ્યવાન(ભગવદી) તે સમે ||૧૯||

ભાવત્ક :- દાસ ગોપાલ (વડોદરા), રાજેન્દ્રભાઈ કડકીયા (યુ.એસ.એ)







।। શ્રીગોકુલેશો જયતિ ।।

શ્રીવલ્લભ નામ અતિ ગુણધારી, શરણાગત જીવ હોત અતિ સુખકારી;

રહે શરણ ચરણ સદા પાવે, અનન્ત સુખ પાવે જીવ હીતકારી.

# આચાર્ય પરિચય

## -: શ્રીવલ્લભનન્દન શ્રીવિઠ્ઠલનાથ-શ્રીગુસાંઈજી પ્રભુચરણ :-

## (સં.૧૫૭૨)

શ્રીમદાચાર્યચરણનું જીવનચરિત્ર પ્રસિદ્ધ થયેલું છે. શ્રીમદાચાર્યચરણે વિજય કર્યા પછી, શ્રીમત્પ્રભુચરણ પિતાની આજ્ઞાને અનુસરી અડેલમાં રહી સેવા કરતા. સં. ૧૫૭૨ના પોષ વદ ૯ શુક્રવારે હસ્તનક્ષત્રમાં, શોભન યોગમાં, તૈતિલ કરણમાં સૂર્યોદય પછી ૨૧ ઘટિકા ૨૫ પલે શ્રીમદ્વિઠ્ઠલપ્રભુચરણનું પ્રાકટ્ય થયું. શ્રીમદાચાર્યચરણે શ્રીગોપીનાથજી તથા શ્રીવિઠ્ઠલનાથજીને ચરણાટમાં યજ્ઞોપવિત દીધું, અને બનારસ માધવ સરસ્વતીને ત્યાં અધ્યયન કરવા મૂક્યા. પછી શ્રીમદાચાર્યચરણ અડેલ પધારી વિશ્વનાથ ભટ્ટ અને એમનાં પત્ની ભવાનીની કન્યા શ્રીરુક્મિણીજી સાથે શ્રીવિઠ્ઠલનાથજીનો વિવાહ કર્યો.

પછી શ્રીમદાચાર્યચરણે દશમસ્કન્ધ શ્રીસુબોધિનીજી પૂરાં કર્યા તથા એકાદશનો પ્રારમ્ભ કર્યો. પછી અંતઃકરણપ્રબોધ ગ્રંથ રચ્યો. પછી નિકટ ગમનની આજ્ઞા થવાથી શ્રીવિઠ્ઠલનાથજીને પોતાના કંઠની માલા પહેરવી આજ્ઞા કરી કે માર્ગનો સિદ્ધાંત તથા સંદેહ દામોદરદાસ હરસાની, પદ્મનાભદાસને પૂછજો. આ પ્રમાણે પોતાનું સામર્થ્ય શ્રીપ્રભુચરણને અર્પણ કરી, શિક્ષા આપી, સંન્યાસ ગ્રહણ કર્યો અને સં. ૧૫૮૭ના અષાઢ સુદ તૃતીયાએ ભૂતલ પર ૫૮ વર્ષ, ૨ માસ અને ૭ દિવસ વિરાજી ગંગાતીરે પ્રભુનિકટ પધારવા વિજય કર્યો.

શ્રીમદાચાર્યચરણે વિજય કર્યા પછી, શ્રીમત્પ્રભુચરણ પિતાની આજ્ઞાને અનુસરી અડેલમાં રહી સેવા કરતા. ત્યાં જે જે પંડિતો વાદ કરવા આવ્યા તેઓને જીત્યા. ત્યાં હરિવંશજી ક્ષત્રિય શરણ આવ્યા. શ્રીમત્પ્રભુચરણને બે પત્ની હતાં: ૧.શ્રીરુક્મિણીજી, ૨.શ્રીપદ્માવતીજી. પ્રથમ પત્ની શ્રીરુક્મિણીજીને નવ પુત્ર અને નવ પુત્રીની પ્રાપ્તિ થઇ, પરંતુ એમાંથી ત્રણ પુત્રોએ બાલ્યવસ્થામાં લીલા કરી હતી, અને શ્રીરુક્મિણીજીએ ગઢામાં લીલા કરી ત્યારે પુત્રિઓમાંથી માત્ર ચાર જ રહી હતી.

શ્રીમત્પ્રભુચરણનાં બાકીનાં ૬ પુત્રરત્ન તથા ચાર પુત્રીઓનાં નામ નીચે પ્રમાણે :

૧. શ્રીગિરિધરજી સં. ૧૫૯૭ કારતક સુદ ૧૨

૨. શ્રીગોવિન્દજી સં. ૧૫૯૯ કારતક વદ ૮

૩. શ્રીબાલકૃષ્ણજી સં. ૧૬૦૬ ભાદરવા વદ ૧૩

૪. સર્વદા સેવ્ય શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલનાથજી સં. ૧૬૦૮ માગસર સુદ ૭

૫. શ્રીરઘુનાથજી સં. ૧૬૧૧ કારતક સુદ ૧૨





૬. શ્રીયદુનાથજી સં. ૧૬૧૫ ચૈત્ર સુદ ૬

ચાર બેટીજી :- શોભાજી, યમુનાજી, કમલાજી, દેવકીજી

આ સિવાય પદ્માવતી વહુજીથી સપ્તમ પુત્ર શ્રીઘનશ્યામજીની પ્રાપ્તિ થઇ હતી. સં. ૧૬૨૮ કાર્તક વદ ૧૩.

સં. ૧૬૧૫ ચૈત્ર સુદ ૬ શુક્રવારે શ્રીગોકુલનાથજી (શ્રીવલ્લભ)ને ઉપવિત દીધું. ત્યારપછી શ્રીમત્પ્રભુચરણ અડેલથી દ્વારકા પધાર્યા. ત્યાંથી પાછા આવી કર્ણાટકના ઉપાધ્યાય નારાયણ ભટ્ટને બાળકોને વેદાભ્યાસ કરાવવા રાખ્યા. સં.૧૬૧૬ મહાવદ ૧૩ શ્રીમત્પ્રભુચરણ પોતાની સાથે શ્રીરુક્મિણીજી શોભાજી અને શ્રીગિરિધરજીને લઇ જગન્નાથપુરી પધાર્યા, ત્યાં રથોત્સવ કરી પાછા અડેલ પધાર્યા.

## પ્રવાસ - વર્ણન

અડેલમાં બુધનો તારો પીત ઊગ્યો, તેથી શ્રીમત્પ્રભુચરણે જાણ્યું કે અહીં ઉપદ્રવ થશે. એવામાં અકબરના સેનાપતિ સાથે અડેલના રાજાને યુદ્ધ થયું અને ગામમાંથી સર્વે અકસ્માત નાસવા લાગ્યું. શ્રીબાલકૃષ્ણજી, શ્રીવલ્લભ અને શ્રીરઘુનાથજી ત્રણે બાળકો ગડુઓ લઇ એ મિષથી બહાર નીકળ્યા અને જેમતેમ ત્રણ કોં દૂર એક નટશાલામાં ઉતર્યા. ત્યાં રાત્રિએ શ્રીમત્પ્રભુચરણ સમૂહ-સહિત આવી પહોંચ્યા ત્યારે સર્વેએ ભોજન કર્યું. ત્યાંથી અકબરપૂર આવી થોડા દિવસ રહ્યાં. ત્યાંથી ચાલનાં માર્ગમાં શ્રીગિરિધરજી માંદા પડવાથી નજીકના ગામડામાં રહેવાની જરૂર પડી. ત્યાંથી ખડક આવી અઢી માસ રહ્યાં ત્યાંથી રાજા રામચન્દ્રને ગામ બાંધવગઢ (વાંધા) પધાર્યા.

રાજા રામચન્દ્ર ઘણો ઉદાર, દયાવાન અને ધર્માત્મા હતો. એ વારંવાર શ્રીમત્પ્રભુચરણ પાસે અડેલ આવતો. શ્રીમત્પ્રભુચરણ સપરિવાર બાંધવગઢ પધારે છે એમ સાંભળી એ સામો આવ્યો અને એમની સાથે પગે ચાલી પોતાને ત્યાં પધરાવી ગયો. અહીં શ્રીગિરિધરજીને પુત્ર જન્મ્યો. બાંધવગઢથી સં. ૧૬૧૯માં વિજય કર્યો. ત્યાંથી રાણી દુર્ગાવતીને ગામ ગઢા પધાર્યા.

રાણી દુર્ગાવતી ઘણી પરાક્રમી હતી. એને ઉમરાવો દુર્ગશાહ કહેતા. એને તાબે ૫૨ (બાવન) ગઢ (ગઢાગઢ-જબલપુર) હતાં. એના રાજ્યમાં ઉમરાવ ઉપરાંત બ્રાહ્મણ, ભાટ વગેરે રાણીના યાચકવર્ગને ત્યાં પણ હાથીઓ હતા. એના રાજ્યમાં કોઇ લોભી પાપી અથવા દરિદ્રી ન હતું. શ્રીમત્પ્રભુચરણે અહીં પધારી ગામ પાસે જમનિયું તળાવ હતું તેની સમીપ મુકામ કર્યો. સેવાના સૌકાર્ય માટે નવાં મકાન બંધાવ્યાં. રાણી શ્રીમત્પ્રભુચરણનાં દર્શન કરવા આવી, અને દંડવત્ પ્રણામ કર્યા.

અહીં અષાઢ સુદ ૧ પુષ્ય નક્ષત્રમાં શ્રીમત્પ્રભુચરણે ઘણા વૈભવથી રથોત્સવ કર્યો. જગન્નાથપુરી પેઠે ૧૬ પાયાનો મોટો રથ ઘડાવ્યો. અને નગરમાં મોટા વૈભવ સહિત એ ફેરવ્યો.

એક સમય રાણીએ શ્રીમત્પ્રભુચરણને પોતાને ઘેર પધરાવ્યા. ત્યાં શ્રીમત્પ્રભુચરણ તથા શ્રીવલ્લભની સમક્ષ બ્રહ્મદાસે *કર મુરલી કટિગ્રીવ કુટિલ કીય અંગનાગન ઘેરે*..પદ ગાયું. શ્રીમત્પ્રભુચરણે પ્રસન્ન થઇ એને પુનઃ અન્ય પદ ગાવાની આજ્ઞા કરી, ત્યારે એણે *બ્રહ્મદાસ પ્રભુંસોં મન મિલ ગયો જ્યોં સાકરમેં બુંદ સમાની*..ગાયું. તેથી પ્રસન્ન થઇ શ્રીગુસાંઇજીએ પોતાની પહેરેલી ડગલી એને આપી. એ સદા ત્યાં શ્રીગુસાંઇજી પાસે આવતો. શ્રીગુસાંઇજી ત્યાંથી





પધાર્યા પછી એ અકબર બાદશાહ પાસે ગયો અને ત્યાં એમનો મિત્ર થઇ બિરબલ નામથી પ્રસિદ્ધ થયો. શ્રીગુસાંઇજીની કૃપાથી જગતમાં એની પ્રતિષ્ઠા પ્રસરી.

અહીં શ્રીરુક્મિણીએ લીલા કરી. શ્રીગુસાંઇજીની પુનઃ વિવાહ કરવાની ઇચ્છા ન હતી, પરંતુ રાણી દુર્ગાવતીએ અતિશય આગ્રહ કરવાથી કૃષ્ણરાયની કન્યા પદ્માવતીજી સાથે સં.૧૬૨૦ના વૈશાખ સુદ ૩ના રોજ ગોરજ સમયે લગ્ન કર્યું.

શ્રીગુસાંઈજી ત્રણ વર્ષ ગઢામાં બિરાજ્યાં. પછી રાણી દુર્ગાવતી પાસે ગંગાતીરે પધારવા માટે વિદાયગીરી માગી. સં.૧૬૨૧માં ગઢેથી શ્રીગુસાંઈજી અકબરપુર પધાર્યા. શ્રીગંગાજી ત્યાંથી ત્રણ ગાઉ દૂર હતાં ત્યાંથી જલ આવતું. એ પ્રમાણે અકબરપુરમાં દોઢ માસ રહી ત્યાંથી કોરતા પધાર્યા અને ત્યાંથી મહાવન પધાર્યા. મહાવનમાં ત્યાંના ભોમિયા તથા ચૌધરી ભોગ વ્યાસ, આધો વ્યાસ, કૃષ્ણદાસ, મિત્રસેન વગેરે સામા આવ્યા. ત્યાંથી દેવન ત્રવાડીને મુહૂર્ત પૂછી સં.૧૬૨૨ના ભાદ્રપદ વદ ૪ના રોજ શ્રીગોકુલ પધાર્યા.

## શ્રીગોકુલ તથા મથુરાનિવાસ

શ્રીમદાચાર્યચરણ પ્રતિવર્ષ જ્યારે શ્રીગોકુલ પધારતા ત્યારે એક કોઠો કરી રાખ્યો હતો, ત્યાં નિવાસ કરતા. ત્યાં નાઉ હથુઓ, કેશવ પિતા-પુત્ર તથા ઊધા અને કમલા સાસુ-વહુ તથા લલિયા માલણ અલૌકિક સ્થળ જાણી રહેતાં અને કોઠાની તથા ગાયોની રક્ષા કરતાં. શ્રીગુસાંઇજીએ એ કોઠામાં નિવાસ કર્યો. ત્યાંથી શ્રીવલ્લભ (શ્રીગુસાંઈજીના ચતુર્થાત્મજ શ્રીગોકુલેશ પ્રભુચરણ)ને સાથે લઇ શ્રીગોવર્ધનપૂજા કરવા પધાર્યા. શ્રીગોવર્ધનનાથજી સામા પધાર્યા. ત્યાં મંદિરે જઇ અનેક વાત્સલ્ય કર્યો.

જન્માષ્ટમીનો ઉત્સવ પણ શ્રીગુસાંઇજીએ ત્યાં કર્યો. એ સમયે શ્રીગોકુલમાં શ્રીગિરિધરજીએ નંદમહોત્સવ કરી, મહાવનના ભોમિયાઓ દર્શન કરવા આવ્યા હતા, તેમના ઉપર દહીં છાંટ્યું. તેથી એઓએ સાથે ક્લેશ થયો, અને એઓ દ્વેષ કરવા લાગ્યા, શ્રીગુસાંઇજી શ્રીગોકુલ પધાર્યા ત્યારે એ વૃત્તાંત જાણવામાં આવ્યો. એવામાં સાથમાં ના એક માણસને ત્યાં ચોરી થઇ, તેથી શ્રીગુસાંઇજીએ મથુરા રહેવાનો નિશ્ચય કર્યો. મહાવનના ભોમિયાઓએ ચોરી નહિ થવા દેવા તથા ચોકી કરવા કહ્યું અને શ્રીગોકુલમાં રહેવા આગ્રહ કર્યો, પણ મથુરાથી ઉજાગર ચોબે, શ્રવણ ચૌધરી અને કપૂર ક્ષત્રિયની હવેલીમાં પધાર્યા. અહીં શ્રીવલ્લભ વગેરે બાળકો શિવદત્ત ભટ્ટને ત્યાં વેદનું અધ્યયન કરવા જતા હતા.

છિત્તસ્વામી મથુરાજીના ચોબા હતા, અને છત્તુ ચૌબે કહેવાતા હતા. એમને ચાર મિત્ર હતા. પાંચે મિત્રમાં અગ્રણી છિત્તુ ચૌબે હતા. એ મિત્રોએ એક વાર વિચાર કર્યો કે ગુસાંઇ (શ્રીમત્પ્રભુચરણ શ્રીગુસાંઈજી) ટોટાટમના કરે છે તેથી એક વાર એમની પાસે જઇએ. આવો વિચાર કરી પાંચે મિત્ર એક ખોટો રૂપિયો તથા એક ખોટુ શ્રીફલ લઇ શ્રીગુસાંઇજી પાસે આવ્યાં. ચાર મિત્ર બહાર રહ્યાં અને છિત્તુ ચૌબે અંદર જઇ શ્રીગુસાંઇજીને દંડવત્ પ્રણામ કરી બેઠા. શ્રીગુસાંઇજી એમની મનોવૃત્તિ જાણી શ્રીફલ ત્યાં જ ફોડ્યું ત્યારે એમાંથી કાચું દૂધ વહેવા લાગ્યું. છિત્તુ આ ચમત્કારથી શરણે આવ્યા અને બહાર જઇને એના ચાર મિત્રોને 'મને પણ ટોના લાગ્યો છે, તેથી તમે જતા રહો' એમ કહ્યું. પછી એ શ્રીગુસાંઇજીની પાસે રહેવા લાગ્યા અને કીર્તન કરતાં.





સં.૧૬૨૩માં શ્રીગુસાંઇજી દ્વારકા પધાર્યા. આ પ્રમાણે શ્રીગુસાંઇજી ગુજરાતમાં હતા, ત્યારે શ્રીનાથજી ફાગણ વદ ૭ના રોજ શ્રીગોવર્ધનથી મથુરા પધાર્યા, એનું વર્ણન શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશ પ્રભુચરણના અનન્ય એવા ગોપાલદાસભાઇ વ્યારાવાળાએ પ્રાકટ્ય-સિદ્ધાંતમાં નીચે પ્રમાણે કરેલું છે, જેમાં સ્વયં શ્રીગોકુલેશ પ્રભુચરણના શબ્દો પ્રકટ કરે છે :

ડર અરુ ભય કછુએ નહિ પહલે કછુ ન સૂની વાતજી,
શ્રીગોવર્ધનનાથજી હમારે ઘેર આયૈ હૈ અકસ્માતજી;
હમ તો તબ ભીતર હુતે દાદા સન્મુખ જાય લાપજી,
પછવાડેકે ભીંત ફોડકૈ મંદિરમેં પૌધારેજી.
માસ અઢાઈ યહાં રહે હે વે સુખકો નહિ પારજી,
ઉદય અસ્ત જાન્યૌં નહિ કાહુ એસો ભયૌ પ્રકારજી;
શ્રીગુસાંઈજીએ પત્ર પઠાયૌ કછુ સંકોચ ન કરિઓજી,
તુમથે હોય આવે જો જો કછુ કરનૌ હોય સો કરિઓજી.

એ પ્રમાણે શ્રીનાથજી મથુરામાં બે માસ અને એકવીસ દિવસ વિરાજી નૃસિંહજયંતીને દિવસે શ્રીગોવર્ધન પધાર્યા. પછી સં.૧૬૨૪ અષાઢ વદ ૨ના રોજ શ્રીગુસાંઇજીએ શ્રીવલ્લભ શ્રીગોકુલનાથજીનું લગ્ન વેણા ભટ્ટની પુત્રી શ્રીપારવતીજી સાથે મથુરામાં ઘણા વૈભવથી કર્યું.

પટણાના દાઉદ બાદશાહ સાથે અકબરને વિગ્રહ થયો ત્યારે સેનાનું આધિપત્ય રાજા ટોડરમલ્લને આપ્યું. રાજા ટોડરમલ્લ યુદ્ધ માટે પ્રયાણ કરતી વખતે શ્રીગુસાંઇજી પાસે આજ્ઞા લેવા આવ્યો, ત્યારે શ્રીગુસાંઇજીએ એને પોતાનું પહેરેલું પીતાંબર આપ્યું. આ પીતાંબર શ્રદ્ધાપૂર્વક માથે બાંધી રાજાએ યુદ્ધ કર્યું અને તેમાં તેનો વિજય થયો. આ સમયથી રાજા ટોડરમલ્લ શ્રીગુસાંઇજી અને એમની સંતતિને સન્મુખ રહેતો.

શ્રીગુસાંઇજીનો વૈભવ જોઇને મથુરાના બ્રાહ્મણો ઘણો રોષ રાખતા. અહીં વૈષ્ણવો ઘણા આવે, તેથી જલ બહુ વપરાય, તેનો પ્રવાહ ગમશ્રમ ઉપર કપૂર ક્ષત્રિયની હવેલીથી વિશ્રાન્ત ઘાટ સુધી વહે, તેથી કાદવનું મિષે કરી બ્રાહ્મણો નિરંતર તકરાર કરવા લાગ્યા. બધાનું સૌકર્ય જોઇ ચાંપાભાઇએ શ્રીગોકુલ પધારવાની વિનંતિ કરી. શ્રીગુસાંઇજી શ્રીગોકુલથી મથુરાજી પધાર્યા પછી ત્યાંના ચૌધરીઓમાં ક્લેશ થવાથી, ક્લેશનું કારણ પણ શ્રીગુસાંઇજી એમનાથી કંટાળી મથુરાજી પધારેલા એ જ હોવું જોઇએ એમ જાણી એઓ પણ મથુરાજી આવ્યાં અને શ્રીગોકુલ પધારવાની વિનંતિ કરી, તેથી સં. ૧૬૨૮ ફાગણ વદ ૭ના રોજ શ્રીગોકુલમાં અચલ નિવાસ કર્યો. મહાવનના ચૌધરીએ કર્ણવેધ ઉદ્યાન ફલફૂલસમેત ભેટ કર્યું. પછી જલઘર, ફૂલઘર, તોષાભંડાર, વગેરે મંદિરો બંધાવ્યા. ગૌશાલા, અશ્વશાલા વગેરે બંધાવ્યાં. વિદ્વન્મણ્ડન ગ્રંથમાં પોતે જેવું શ્રીગોકુલનું સ્વરૂપ વર્ણવ્યું છે, તેવા શ્રીગોકુલમાં નિવાસ કર્યો.

શ્રીગુસાંઈજી ચાતુર્માસની એકાદશી નિરાહાર કરતાં અને સર્વ બાળકોને ફલાહાર કરવા આજ્ઞા કરતાં. પિતૃભક્તિપરાયણ શ્રીવલ્લભ દ્રાક્ષનો એક કણ લઇ, દાંતથી દાબી કાઢી નાખતા, અને દૂધમાં અંગુલિ બોળી એક ટીપું મુખમાં મૂકતાં, અને શ્રીગુસાંઇજી ફલાહાર કર્યાનું પૂછે તો દૂધ ઓર દ્રાક્ષ લીની, એમ ઉત્તર આપતાં. એક વાર સત્યાજીને શ્રીવલ્લભે ફલાહાર કર્યો ? એમ પૂછતાં શ્રીગુસાંઇજીએ સર્વ વૃત્તાંત જાણ્યો, ત્યારથી નિરાહાર એકાદશી નહિ કરતાં શ્રીવલ્લભ વગેરેને સાથે લઇ ફલાહાર કરતાં.

***જ્યારે શ્રીગુસાંઈજી ગ્રંથ લેખન કરતાં ત્યારે શ્રીવલ્લભને દેખાડતા. શ્રીવલ્લભ જો પોતાને એમાં સંદેહ રહે તો 'આપ લેખન વિચારી કરત હો' એમ કહે. અને જો સંદેહ ન રહે તો 'બહોત નીકો હૈ' એમ કહે. એક વાર શ્રીગુસાંઈજીએ શ્રીયમુનાષ્ટકની વિવૃત્તિ રચતાં મુકુન્દરતિવર્ધિની શબ્દની ટીકા શ્રીવલ્લભ પાસે કરાવી, એ સાંભળી શ્રીગુસાંઈજી ઘણાં પ્રસન્ન થયા અને બાકીની વિવૃત્તિ શ્રીવલ્લભ પાસે જ કરાવી.***

શ્રીગોવર્ધનનાથજીની આજ્ઞાનુસાર સજ્યામંદિર તથા જગમોહન કરાવવાનો શ્રીગુસાંઇજીએ વિચાર કર્યો. શ્રીમહાપ્રભુજીનું દેવું કરવું નહિં, એવી આજ્ઞા હતી, પરંતુ ગુરુની આજ્ઞા પ્રમાણે સેવા કરવી, એમાં વિશેષ આજ્ઞા શ્રીહરિ કરે તે પ્રમાણે આચરણ કરવું, એમાં ગુરુની આજ્ઞાનો બાધ નથી, એ સિદ્ધાન્ત પ્રમાણે દેવું કરીને પણ સજ્યામંદિર તથા જગમોહન સિદ્ધ કરાવવા નિશ્ચય કર્યો, અને સં. ૧૬૩૦માં એ કાર્યનો પ્રારમ્ભ કર્યો. આ કાર્ય માટે શ્રીવલ્લભને શ્રીગોવર્ધન રાખ્યા. મંદિર પૂર્ણ થયું ત્યારે સોમા જોશી પાસે મુહૂર્ત જોવડાવ્યું. માધવદાસ છીપીએ મુહૂર્તમાં ચૂક દર્શાવી તે સુધારી પુનઃ મુહૂર્ત જોશીએ જોયું તે પ્રમાણે મંદિરમાં શ્રીનાથજીને પધરાવ્યાં.

શ્રીગુસાંઈજી જન્માષ્ટમીનો ઉત્સવ કોઇ સમય શ્રીગોકુલમાં કરે અને કોઇ સમય શ્રીગોવર્ધનમાં કરે. શ્રીગોવર્ધનનાથજીના મંદિરમાં કીર્તન થયા પછી મોટા કૂવા પાસે નિંબતળે (લીમડાના ઝાડ) નંદમહોત્સવ કરતા. શ્રીયશોદાજી નંદરાયજી, ગોપી વગેરેને પોતે શૃંગારે અને પહોર દોઢ પહોર દિવસ ચઢે ત્યાં સુધી દહીંથી નંદમહોત્સવ કરતાં. એમાં આસપાસના ગામના વ્રજવાસીઓ પણ ભાગ લેવા આવતાં.

શ્રાવણ સુદ ૧૨ના રોજ શ્રીગુસાંઇજી શ્રીવલ્લભને સાથે લઇ વનયાત્રા કરવા મથુરાજી પધાર્યા. ઉજાગર ચોબેએ ભૂતેશ્વરથી વનયાત્રાનો પ્રારંભ કરવા કહ્યું, પણ શ્રીગુસાંઇજી ભૂતેશ્વર પધાર્યા નહિ અને જન્મસ્થાનથી (શ્રીકૃષ્ણ જન્મસ્થાન) પરિક્રમાનો પ્રારંભ કર્યો. આ પરિક્રમામાં શ્રીગુસાંઇજી સાથે ચાચા હરિવંશજી, પીતાંબરદાસ ખવાસ, કહાનો મહેતો ભંડારી, પવો ત્રવાડી, ગોપીનાથદાસ, કહાનદાસ, કુંભનદાસ, વિસલનગરના કેશવદાસ, ઝુંઝા મારુના પુત્ર, કેશવ ભટ્ટ, રૂપો રાજપૂત, મુરારિદાસ, શ્રીગોકુલના કીર્તનિયા કૃષ્ણદાસ, વનમાલી, મથુરાજીના રામદાસ વગેરે વૈષ્ણવો હતા. આ વનયાત્રાનું પણ સવિસ્તાર વર્ણન પ્રાકટ્યસિદ્ધાંતમાં છે.

શ્રીગુસાંઇજીએ ૬ વાર દ્વારિકાના મિષે ગુજરાત પધાર્યા : ૧.) પ્રથમ અડેલથી ગુજરાત પધાર્યા, ૨.) સં. ૧૬૧૩માં પુનઃ અડેલથી ગુજરાત પધાર્યા, ૩.) સં.૧૬૧૯માં ગઢાથી પધાર્યા, ૪.) સં.૧૬૨૩માં મથુરાજીથી પધાર્યા, ૫.) સં.૧૬૩૧મા શ્રીગોકુલથી પધાર્યા, અને ૬.) સં. ૧૬૩૮માં પધાર્યા. એ પ્રમાણે ૬ વાર ગુજરાત પધાર્યા.





શ્રીગુસાંઇજીએ શ્રીગિરિધરજીના આગ્રહથી માત્ર બે જ લૌકિક કાર્યમાં ભાગ લીધો હતો : ૧.) રણથંભોર લાડબાઈના ઠાકોર રાજાને ત્યાં પાટ બેસાડવા પધાર્યા, ૨.) રાજા રામભદ્ર ગોકુલ આવ્યો ત્યારે ત્યાં એને લેવા સામા પધાર્યા. આ બે લૌકિક કાર્યની શ્રીગુસાંઇજીને નિરંતર ગ્લાનિ રહેતી.

શ્રીગુસાંઇજી શ્રીઠાકોરદ્વારમાં એક દિવસ રાજભોગ પછી ઉદ્યાનમાં પધારી ચતુર્થાશ્રમનો વિચાર કરી વસ્ત્ર રંગવા માંડ્યાં, ત્યારે રામદાસ ભિતરીયા કમંડલુ લઇ આવ્યા અને અમે શ્રીનાથજીને જાણતા નથી, પણ આપને જાણીએ છીએ. તેથી આપ આમ કરશો તો અમે પણ એમ કરીશું. એમાં અમને દોષ નથી. આપને આમ કરવાની આવશ્યક્તા નથી, વગેરે કહ્યું. શ્રીગુસાંઇજીએ ભગવદીયનું વચન ભગવદાજ્ઞાવત્ ગણ્યું અને મનથી ચતુર્થ આશ્રમની રીતિ ધારણ કરી તામ્બૂલ તેલ વગેરે સુખદ વસ્તુનો ત્યાગ કર્યો. પ્રાયઃ સંભાષણ કરે નહિ અને વ્યસનત્વે ભગવન્નામનો ઉચ્ચાર કર્યા કરે.

એક સમય શ્રીગુસાંઈજી શ્રીગોકુલમાં ધણિયોરના કેશવ જાની અને ખંભાતના જીઉભાઇને બોલાવી, ગુજરાતના વૈષ્ણવોને સાથે લઇ પોતાને દેશ વિદાય થવાની આજ્ઞા કરી. પછી શ્રીવલ્લભને બોલાવી શ્રીનવનીતપ્રિયાજી સોંપ્યાં, અને શ્રીઘનશ્યામજી તુમેરી ગોદ હે. ઇનકી રક્ષા સર્વદા તુમ કરિયો, એવી આજ્ઞા કરી. શ્રીગિરિધરજી તથા શ્રીશોભાજીને સાથે લઇ શ્રીજીદ્વાર પધાર્યા. સમય ઉપર શ્રીવલ્લભને શ્રીગોકુલથી બોલાવ્યા, અને પર્વત પર જઇ, નિજ મંદિરમાં જઇ, શ્રીનાથજી તથા સ્વમાર્ગીય ગ્રંથો શ્રીવલ્લભને દર્શાવી યાહ તુમેરી વસ્તુ હૈ ઓર તુમકો સબ સોંપત હૂં, એમ આજ્ઞા કરી. પછી પર્વત નીચે પધારી પોતાની કંઠેની માલા શ્રીવલ્લભને પહેરાવી તથા પોતાની પાઘ બંધાવી પોતાની પાસે બેસાડી ભોજન કરાવ્યું અને શ્રીગોકુલ વિદાય થવા આજ્ઞા કરી.

મુકુન્દદાસને એમને શ્રીગોકુલ પહોંચાડવા મોકલ્યાં. પછી શ્રીગિરિધરજીને પાસે બોલાવી 'રોવત કાહે કૂં? માર્ગપ્રણીત પ્રકારકી રક્ષા શ્રીવલ્લભ કરેંગે, ઓર યાહી વર્ષમેં ઉનકે ઘર પુત્ર હોયગો, તાકો નામ શ્રીગોપાલ ધરીયો, એમ કહ્યું. શ્રીગુસાંઇજીએ પછી બે પત્ર લખ્યા. એક પત્રમાં સર્વ પુત્રોને શિક્ષા આપી હતી અને મેરો કહ્યો માનો તો લૌકિક અરુ અલૌકિક જો કરો સો શ્રીવલ્લભકે પૂછીકૈ કરિયો, એમ લખ્યું. બીજા પત્રમાં પોતાની પાછળ ઉત્તરક્રિયા કેમ કરવી એ લખ્યું. ઉભય પત્ર ગાદીતલે રાખ્યાં; અને ગાયો ખરિકમાં આવી ત્યારે લીલા કરી. સં.૧૬૪૨ મહા વદ ૭. એ પ્રમાણે શ્રીગુસાંઇજીએ ૭૦ વર્ષ ૨૮ દિવસ ભૂતલ ઉપર વિરાજી લીલા કરી. બાલકોએ ઘણું આક્રંદ કર્યું. ઊભય પત્રો શ્રીગિરિધરજીએ પોતાની પાસે રાખ્યાં.

શ્રીગુસાંઇજીએ લીલા કર્યા પછી આશરે ચાર વર્ષે સં. ૧૬૪૬માં સર્વ બાલકો જુદા થયા એનું સવિસ્તાર વર્ણન પ્રાકટ્ય સિદ્ધાંતમાં છે.

## શ્રીગોકુલ તથા મથુરાનિવાસ

શ્રીમત્પ્રભુચરણ શ્રીગુસાંઇજીએ અનેક ગ્રંથો રચી વૈષ્ણવો પર અતિશય કૃપા કરી છે, તેમાં શ્રીસર્વોત્તમ સ્તોત્ર, શ્રીવલ્લભાષ્ટક, સ્ફુરત્કૃષ્ણપ્રેમામૃત સ્તોત્ર, યમુનાષ્ટપદી, શ્રીગોકુલેશાષ્ટક, ભુજંગપ્રયાતાષ્ટક, શ્રીસ્વામિન્યાષ્ટક, વગેરે




સ્તોત્ર, લલિતત્રિભંગસ્તોત્ર, શ્રીસ્વામિનીસ્તોત્ર છે. રાજભોગાર્તિકાર્યાઃ સંધ્યાર્તિકાર્યાઃ, શયનાર્તિકાર્યાઃ, વગેરે સેવોપયોગી ગ્રંથો છે.

અષ્ટાક્ષરનિરૂપણ એ અષ્ટાક્ષરમંત્રનું પદ્યમાં વ્યાખ્યાન કરેલું છે. એ સિવાય સિદ્ધાન્ત રહસ્ય, સિદ્ધાન્ત મુક્તાવલિ, શ્રીયમુનાષ્ટક, વગેરે શ્રીમહાપ્રભુજીના ષોડશ ગ્રંથો પર વિવૃત્તિઓ, સાથેજ નિબંધ પર શ્રીગુસાંઈજીની વિવૃત્તિ લરેલી છે. રસસર્વસ્વ શૃંગારરસમંડન, વ્રતચર્યા, સ્વપ્રદર્શન, પ્રબોધ, ગુપ્તરસ, વિજ્ઞપ્તિઓ વગેરે અનેક ગ્રંથો રચેલા છે. ભક્તિહંસ, ભક્તિહેતુ એ ભક્તિનું પ્રતિપાદન કરનાર ગ્રંથો રચેલા છે. વિદ્વન્મણ્ડન ઉત્તમ સ્વતંત્ર વાદગ્રંથ રચેલો છે. શ્રીમદણુભાષ્યનો પણ પાછળનો દોઢ અધ્યાય શ્રીગુસાંઈજીએ લખેલો છે. શ્રીસુબોધિનીજીનો ભાવાર્થ દર્શાવવા સ્થલે સ્થલે ટિપ્પણીજી લકેલાં છે. આવા અનેક ઉત્તમ ગ્રંથો લખી વૈષ્ણવ સમૂહને અમૂલ્ય લાભ શ્રીગુસાંઈજીએ આપેલો છે અને એઓના પર નિરતિશય કૃપા કરેલી છે. શ્રીગુસાંઈજીએ પ્રકટ કરેલા પુષ્ટિમાર્ગને આ પ્રમાણે શ્રીગુસાંઈજીએ દઢ કર્યો.

## વિદ્વન્મણ્ડન

શ્રીગુસાંઈજી-વિરચિત ગ્રંથોમાં વિદ્વન્મણ્ડન ગ્રંથ અતિકઠિન છે. વિદ્વન્મણ્ડનમાં શ્રીગુસાંઈજીનું સર્વ પ્રકારનું કૌશલ્ય પદે પદે દશ્યમાન થાય છે. એ સ્વતંત્ર ઉત્તમ વાદગ્રંથ છે. શ્રીશંકરાચાર્યના કેવલાદ્વૈત સિદ્ધાન્તનું તથા નૈયાયિકોના અભાવ પ્રદાર્થનું અને ઈશ્વર ઘટકર્તા કુલાલ પેઠે જગતનું માત્ર નિમિત્તકારણ છે એ સિદ્ધાન્તનું એમાં ચૂર્ણશઃ ખંડન કરી શુદ્ધાદ્વૈતના ઉત્તમ સરલ સિદ્ધાન્તોનું પ્રતિપાદન ઘણી જ નિપુણતાથી કરેલું છે. ગ્રંથનો પ્રારંભ કરવાની રીતિ પણ ઘણિ ઉત્તમ અને ચમત્કારિક છે. સર્વ વાદીઓના વાદનું મુખ્ય કારણ બ્રહ્મનું સ્વરૂપ છે, એ પોતાની અગાધ બુદ્ધિથી જાણી, બ્રહ્મના સ્વરૂપનું નિરૂપણ ઉત્તમ પ્રકારે કરેલું છે. આ ગ્રંથમાં શ્રુતિઓ બ્રહ્મસૂત્ર, શ્રીમદ્ ભગવદ્ ગીતા તથા શ્રીમદ્ ભાગવતનાં પ્રમાણો સ્થલે સ્થલે આપેલાં છે.

અને ખરે ! પ્રારંભમાં શ્રુતિ સૂત્ર વગેરેરૂપી મણિઓથી જડેલું, યુક્તરૂપી મોતીઓથી ગ્રંથોનું વિદ્વન્મણ્ડન રચવાની જેવી શ્રીગુસાંઈજીએ પ્રતિજ્ઞા કરી છે, તે જ પ્રમાણે આ વિદ્વન્મણ્ડન શ્રુતિ-સૂત્રરૂપી મણિઓથી જડેલું અને યુક્તિરૂપ મોતીઓથી ગ્રંથેલું વિદ્વાનોનું ભૂષણ જ છે. એમાં સ્થલે સ્થલે આ મણિઓ અને મોતીઓ ઝળકી રહેલાં છે. જેમ ઉત્તમ નગરશેઠના અમૂલ્ય ભૂષણ અન્ય ધનવાનોનાં ભૂષણોથી અધિક અધિક પ્રકાશી એને ઝાંખાં પાડે છે તેમ આ ઉત્તમ તત્ત્વજ્ઞ શ્રીગુસાંઈજીનું અમૂલ્ય વિદ્વન્મણ્ડન આ મણિઓ તથા મોતીઓથી પ્રકાશી વાદીઓને નિસ્તેજ કરે છે. જેમ ઉત્તમ નગરશેઠ પોતાનાં અમૂલ્ય ભૂષણોથી સભામાં તરત જ ઓળખાય છે, તેમ વિદ્વન્મણ્ડન ધારણ કરનાર ઉત્તમ વિદ્વાન આ અમૂલ્ય ભૂષણથી પંડિતોની સભામાં તરત જ પ્રકાશી રહે છે.

## લેખન પદ્ધતિ

વિદ્વન્મણ્ડન ગ્રંથનો વિષય જેવો ઉત્તમ છે, તેવી જ શ્રીગુસાંઈજીની લેખનપદ્ધતિ પણ ઘણી ઉત્તમ છે. આ વાદગ્રંથ છે એમ પ્રથમ કહી ચૂક્યા છીએ. વાદીઓની સભામાં એકસરખી રીતે વાદ થતો નથી, પરંતુ કોઈવાર પ્રતિપક્ષીને પ્રશ્ન પૂછવામાં આવે છે, કોઈવાર એનો પ્રશ્ન સારો હોય તો ગંભીરતાથી એનો ઉત્તર આપવામાં આવે છે,

કોઈવાર પ્રશ્ન મૂર્ખાઈભરેલો હોય તો એની હાંસી કરવામાં આવે છે, એને અનુકૂલ જ ભાષા પણ આ ગ્રંથમાં છે. કોઈવાર ગંભીરતાથી ઉત્તર આપવાનો હોય તો ગંભીર એકસરખાં વાક્યો યોજેલાં છે, કોઈવાર પ્રતિપક્ષીની મૂર્ખતા દૃશ્યમાન થતી હોય ત્યાં નાનાં નાનાં વાક્યોથી એની મૂર્ખાઈ દર્શાવી એનો પ્રશ્ન ઉત્તરને યોગ્ય નથી, એમ કહેલું અથવા સૂચવેલું છે.

કોઈ કોઈ સ્થલે વાક્યો એવાં સારાં અને મધુર યોજેલાં છે કે એ વાક્યોનું પુનઃ પુનઃ પઠન કરવાની ઈચ્છા થાય છે, અને વારંવાર એનું સ્મરણ કરી આનંદ પ્રાપ્ત કરવાની અભિલાષા થાય છેઃ चिरकालोप्तसमुदितप्राचीननिरतिशय-कृपाफलसारनिरुपाधिनिजचरणकमलानुरागविलासाभिलाषबीजासु, ततो निजपरिजननिरोधतः प्रियवलोकननिमित्तं कृतप्रतिक्षणविविधव्याजजनितगतागतकर्षितासु. ततो दिवा प्रियवनगमनजनितविरहतरणितापतप्यमानान्त करणकेदारासु, ततो निशामुखे प्रियागमनसंपन्नेष्टावलोकनसेचनजनितहसितवलितविवशतरलरुचिरविलोचनयुगल-विहितविविधनिरवधिरसभावाङ्कुरासु, ततोऽतिविपुलकलिन्दजापुलिननभोवलयगतनिजमुरलिकाकलनिनदगर्जिता-नन्दितास्ववे कासुचिद्भूमिषु श्रीमन्नन्दकुमारो नवजलदा निजानन्दसुधां ववर्षेति तथैव सर्वत्र वर्षिष्यतीति न ज्ञातुं शक्यते। આ વાક્યમાં ગોપિકાઓને ભૂમિ સાથે સરખાવી કેવું ઉત્તમ મનોહર વર્ણન કરેલું છે! કેવા યોગ્ય સુંદર શબ્દો પસંદ કરેલા છે! આ વાક્યનો પાઠ વારંવાર કરવાનું કોને મન નહિં થાય?

અહીં રૂપક અલંકાર છે. वत्स! न वेत्सि किं, युक्तिकनकपङ्कसंघट्टितविविध-निगममहामणिविरचितब्रह्मवादभवनं मम । વાક્યમાં બ્રહ્મવાદનું ઉત્તમ ભવન સાથે કેવું સામ્ય દર્શાવેલું છે! પ્રતિપક્ષી સર્વ મતને જીર્ણ તૃણથી છવાઈ રહેલાં ઝૂપડાઓ સાથે સરખાવી બ્રહ્મવાદરૂપી ભવન પણ એવા પ્રકારનું હોવાથી એને પણ દહનની ભીતિ છે એમ સૂચના કરે છે, એના ઉત્તરમાં બ્રહ્મવાદ એવું તૃણથી છવાઈ રહેલું ઝૂપડું નથી, પરંતુ યુક્તિરૂપી કનકપંકથી જોડેલા નિગમરૂપી મહામણિઓથી ચણેલું ઉત્તમ ભવન છે.

તેથી એને દહનની અલ્પ પણ ભીતિ નથી એમ કહે છે. આ સ્થલે યોગ્ય શબ્દોથી બ્રહ્મવાદનું અગ્નિથી બળે નહિ તેવા સુંદર ભવન સાથે સામ્ય દર્શાવેલું છે! અહીં પણ રૂપક અલંકાર છે. અનેક સ્થલે આ પ્રમાણે સુંદર યોગ્ય શબ્દોથી રમણીય મધુર વાક્યો યોજેલાં છે. મધુર ભાષાથી ગ્રંથ છવાઈ રહેલો છે. આ ગ્રંથનો વિષય કઠિન છે, તો પણ પોતાની રમણીય મનોહર ભાષાથી શ્રીગુસાંઈજીએ એના વિષયને વિશેષ દીપાવ્યો છે.

## બુદ્ધિ

આ ગ્રંથ વાંચવાથી શ્રીગુસાંઈજીની અપરિમિત બુદધિનો પણ વિચાર વાચકને તરતજ આવે છે. સ્થલે સ્થલે ચમત્કારિક બુદ્ધિનું ભાન કરાવનાર ઉત્તમ હેતુઓ શ્રીગુસાંઈજીએ યોજેલા છે, એટલું જ નહિ, પરંતુ ઋગ્વેદના થોડા મંત્રનું શ્રીગુસાંઈજીએ વ્યાખ્યાન કર્યું છે, તેથી પણ આપશ્રીની બુદ્ધિનું આપણને ભાન થાય છે. એ પ્રમાણે આ ગ્રંથમાં વાદી તરીકે તેમજ વ્યાખ્યાનકર્તા તરીકે શ્રીગુસાંઈજીએ પોતાનું અપરિમિત કૌશલ્ય તથા દિવ્ય બુદ્ધિ પ્રદર્શિત કરેલાં છે.

બ્રહ્મ રૂપરહિત હોવાથી અને પ્રતિબિંબનો આશ્રય અજ્ઞાન અસ્વચ્છ હોવાથી, ક્યાં કોનું પ્રતિબિંબ પડે?...નહિંતો વાયું અને કાષ્ઠ (અનુક્રમે) બિંબ અને પ્રતિબિંબાશ્રય થાય. અત્રે પ્રતિબિંબવાદના ખંડન માટે કેવી સુંદર





યુક્તિ દર્શાવેલી છે! પ્રતિબિંબનો સંભવ જ નથી, એમ પોતાની અગાધ બુદ્ધિથી યુક્તિ શોધી દર્શાવેલું છે! વસ્તુતઃ પ્રતિબિંબવાદી અહીં જ નિરુત્તર થાય છે, પરંતુ 'ડૂબતો માણસ તણખલાને બાઝે' તેમ નજીવી તકરાર પોતાનો મત સમર્થન કરવા આગળ કરે છે, એનું પણ પછી ખંડન કરેલું છે. એ પ્રમાણે સ્થળે સ્થળે યુક્તિઓથી પ્રતિપક્ષીઓના મતનું ખંડન કરેલું છે, અને આ વિદ્વન્મણ્ડનને સર્વતઃ યુક્તિરૂપી મોતીઓથી ગ્રંથેલું છે.

ઋગ્વેદના મંત્રના વ્યાખ્યાનમાં પણ શ્રીગુસાંઇજીએ પોતાની અગાધ દિવ્ય બુદ્ધિનું આપણને દર્શન કરાવેલું છે. વિષ્ણુસૂક્તના **ता वां वास्तून्युष्मसि** મંત્રમાં શ્રીગોકુલનું પ્રતિપાદન કરેલું છે! નિરૂક્તમાં યાસ્કાચાર્યે આ મંત્રનું સૂર્યપરત્વે વ્યાખ્યાન કરેલું છે, અને અહીં શ્રીગોકુલ પરત્વે વ્યાખ્યાન કેમ કર્યું એનો પણ ઉત્તર શ્રીગુસાંઇજીએ આપેલો છે. અગાધ દિવ્ય બુદ્ધિ વિના કોઇ પણ મંત્રનું આવું વ્યાખ્યાન કરી શકે નહિ. એ જ પ્રમાણે **विष्णोः कर्माणि पश्यत**.....તથા **दिवीव चक्षुराततम्**નું વ્યાખ્યાન કેટલી રીતે કરેલું છે! શ્રીગોકુલનું અલૌકિકત્વ ચમત્કારિક રીતે સિદ્ધ કર્યું છે! એવી જ રીતે **जज्ञान एव व्यबाधत**......મંત્રનું વ્યાખ્યાન કરી શ્રીકૃષ્ણે જે લીલાઓ કરી તે દર્શાવી છે. આ મંત્રનું વ્યાખ્યાન પણ પોતાની અપરિમિત દિવ્ય બુદ્ધિથી કરેલું છે.

શ્રીગુસાંઇજીએ આ ગ્રંથમાં સુંદર યુક્તિઓથી વાદમાં પોતાનું કૌશલ્ય દર્શાવ્યું છે, તેવું જ મંત્રનાં વ્યાખ્યાનોમાં પણ દર્શાવેલું છે. ભગવાનની નિત્યલીલા સિદ્ધ કરવામાં પણ પોતાની દિવ્ય અગાધ બુદ્ધિનું આપણને દર્શન કરાવ્યું છે. ઋગ્વેદના મંત્ર, શ્રીમદ્ ભાગવતનાં વાક્યો વગેરેથી ભગવાનની સર્વ લીલા નિત્ય છે, એમ દર્શાવ્યું છે. ભગવાનની આસુરવ્યામોહલીલા માયિક અસત્ય છે, એમ પણ સિદ્ધ કરેલું છે. આ ગ્રંથ વાંચનાર વૈષ્ણવોને તો શું, પરંતુ અન્ય ધર્મના કોઇપણ નિષ્પક્ષપાતી પુરુષને શ્રીગુસાંઇજીની અગાધ બુદ્ધિ વિશે કાંઇ પણ સંદેહ રહેશે નહિં.

## દૃષ્ટાંત

આ ગ્રંથ કઠિન છે એમ પ્રથમ કહેલું છે, પરંતુ આ ગ્રંથમાં સ્થળે સ્થળે યોગ્ય દૃષ્ટાંતો આપી શ્રીગુસાંઇજીએ એને રસિક કરેલો છે. ઉત્તમ યોગ્ય સચોત દૃષ્ટાંતથી ગ્રંથ કઠિન હોવા છતાં એનું અધ્યયન કરવામાં આનંદ થાય છે. કાર્ય તુચ્છ હોવા છતાં એનું કારણ સત્ય હોઇ શકે એમ દર્શાવવા માયાવી નટનું ઉત્તમ દૃષ્ટાંત આપેલું છે. માયાવી નટ પોતાના મંત્રના સામર્થ્યથી કદંબ વગેરે દર્શાવે છે. અહીં કદંબ વગેરે અસત્ છે, પરંતુ મંત્ર અને મંત્રસામર્થ્ય અસત્ નથી, તેથી પ્રપંચ મિથ્યા હોય તો પન એને દર્શાવનારી માયા અસત્ હોઇ શકે નહિં. આ માયાવી નટના ઉત્તમ દૃષ્ટાંતથી પ્રતિપક્ષીના મત અયોગ્ય છે, એમ આપણને સત્વર જણાઇ આવે છે.

વેદ પ્રપંદમધ્યપાતી હોવાથી પ્રપંચ પેઠે અસત્ય હોય તો કોઇ વૈદિક વિધિથી પ્રવૃત્તિ કરે નહિ એમ દર્શાવવા પ્રતિબિંબિત આમ્રતરુનાં ફલ લેવા કોઇની પ્રવૃત્તિ થતી નથી, એવું દૃષ્ટાંત આપેલું છે. આ દૃષ્ટાંતથી વેદ સત્ય છે, મિથ્યા નથી, એવું સર્વને સહેલાઇથી ભાન થાય છે. કઠિન વિષયનું જ્ઞાન સહેલાઇથી વાચકને થાય એવા હેતુથી સ્થળે સ્થળે આવાં સુંદર દૃષ્ટાંતો શ્રીગુસાંઇજીએ પ્રકાશેલા છે.

## વિષય

આ જગતમાં વિવિધ પ્રકારનાં દુઃખથી પીડાતા જનસમૂહના મોક્ષ માટે શ્રુતિ-સ્મૃતિ વગેરેમાં બ્રહ્મનાં શ્રવણ, મનન અને નિદિધ્યાસનનું પ્રતિપાદન કરેલું છે. પરંતુ બ્રહ્મનું સવિશેષ અને નિર્વિશેષ તરીકે ઉભય રીતે વર્ણન કરેલું હોવાથી એ સવિશેષ છે કે નિર્વિશેષ એવો સંશય રહે છે. અત્ર માયાવાદીઓ બ્રહ્મ નિર્વિશેષ છે એમ માને છે. નિર્વિશેષ બ્રહ્મ સવિશેષ બ્રહ્મનું નિર્વાહક છે, કારણકે બ્રહ્મસ્વરૂપ ન હોય તો વિશેષો ક્યાં રહે? તેથી સવિશેષ હોઇ જ શકે નહિ. વળીં, બ્રહ્મમાં ધર્મનું નિરૂપણ કર્યું છે, તે માત્ર સોપાધિ બ્રહ્મનું જ્ઞાન થાય ત્યારે ચિત્ત-શુદ્ધિ થવાથી ભવિષ્યમાં નિર્વિશેષ બ્રહ્મનું જ્ઞાન થા એ હેતુથી જ કરેલું છે, પરંતુ વસ્તુતઃ બ્રહ્મ સવિશેષ નથી, તેથી સવિશેષશ્રુતિઓ સોપાધિ બ્રહ્મ પરત્વે છે. વળી, નિર્વિશેષ બ્રહ્મ સવિશેષનું અંતરંગ હોવાથી મુખ્ય છે, તેથી બ્રહ્મ નિર્વિશેષ જ છે, એમ માયાવાદીઓ પૂર્વપક્ષ કરે છે.

અત્ર શ્રીગુસાંઇજી ઉત્તર આપે છે કે સવિશેષ અને નિર્વિશેષ એવાં બે બ્રહ્મ નથીઃ સવિશેષ અને નિર્વિશેષ ઊભય એક જ છે. જો એઓમાં ભેદ હોય તો તાત્ત્વિક અર્થાત્ સત્ય ભેદ હોઇ શકે નહિ, કારણકે જો એવો એ બેમાં ભેદ હોય તો **सर्वत्र प्रसिद्धोपदेशात्** અર્થાત્ વેદાન્તમાં સર્વત્ર પ્રસિદ્ધ એક જ બ્રહ્મનો ઉપાસ્ય તરીકે ઉપદેશ કરેલો છે એ અધિકરણનો વિરોધ થાય. વળી, નિર્વિશેષ અને સવિશેષ બ્રહ્મમાં જો તાત્ત્વિક ભેદ હોય તો નિર્વિશેષ બ્રહ્મ અને જીવ અત્યંત ભિન્ન હોવાં જોઇએ; પરંતુ એમ તમે માયાવાદી જ માનતા નથી, તેથી તાત્ત્વિક ભેદ નથી.

અતાત્ત્વિક અર્થાત્ ઉપાધિથી થયેલો ભેદ પણ સંભવતો નથી, કારણકે ઉપાધિ જ સંભવતી નથી. અવિદ્યા ઉપાધિ છે ને એ અનાદિ છે એમ કહેવાય નહિ, કારણકે એમ હોય તો સોપાધિ બ્રહ્મ નિરંતર ઉપાધિવાળું હોવાથી અને જગત્કર્તુ હોવાથી નિરંતર જગત કર્યા જ કરે, અને એનો લય સંભવે નહિ. સાંખ્ય મત પ્રમાણે ગુણને પણ ઉપાધિ કહેવાય નહિ, કારણકે સત્ત્વ, રજ, અને તમ એ ત્રણ ગુણમાંથી પ્રથમ સત્ત્વ, પછી રજ, અને પછી તમ ગુણનું આધિક્ય થવાનું કારણ પણ ઈશ્વરેચ્છા વિના અન્ય કહી શકાય નહિ. જ્યારે આ પ્રમાને ઈશ્વરેચ્છાની જરૂર પડે છે જ, તો પછી ઉપાધિ માનવાનું કાંઇ કારણ રહેતું નથી.

વળી, ઈશ્વર જગત્કર્તા નથી અને ગુણો જ જગત કરે છે, એમ માનવાથી અનીશ્વરવાદ થઇ જાય, તેથી બ્રહ્મને ઉપાધિ સંભવતી નથી; તેથી સવિશેષ બ્રહ્મ અને નિર્વિશેષ બ્રહ્મમાં અતાત્ત્વિક અર્થાત્ ઉપાધિથી થતો ભેદ પણ નથી. વસ્તુતઃ એ ઉભય એક જ છે. નિર્વિશેષ શ્રુતિઓ બ્રહ્મમાં જડ અને જીવના ધર્મોનો નિષેધ કરે છે અને સવિશેષ શ્રુતિઓ એમાં જગત્કર્તૃત્વ વગેરે અલૌકિક ધર્મોનું નિરૂપણ કરે છે. સવિશેષ બ્રહ્મ અને નિર્વિશેષ બ્રહ્મમાં ભેદ માનો તો સૃષ્ટિનું નિરૂપણ કરનાર વેદાન્ત-વાક્યો સવિશેષ બ્રહ્મનું નિરૂપણ કરનાર હોવાથી નિર્વિશેષ અથવા સત્ય બ્રહ્મનું નિરૂપણ કરતાં નથી, તેથી સર્વ વેદાન્ત બ્રહ્મનું નિરૂપણ કરે છે, એ સિદ્ધાંતનો ભંગ થાય. આ પ્રમાણે સવિશેષ વાક્યોથી સંગતિ થઇ શકે નહિ.

અત્ર માયાવાદી અધ્યાયોપવાદથી સૃષ્ટિનું નિરૂપણ કરનાર વાક્યોથી સંગતિ દર્શાવવા યત્ન કરે છે. નિર્વિશેષ બ્રહ્મનું જ્ઞાન થવું અતિશય કઠિન હોવાથી પ્રથમ બ્રહ્મમાં જગત્કર્તૃત્વ વગેરે ગુણોનો આધ્યાયોપ કર્યો, પછી આવા





સોપાધિ બ્રહ્મની ઉપાસનાથી ચિત્તશુદ્ધિ થવાથી શાખારુંધતીન્યાયથી પૂર્વે કહેલા ગુણોનો અપવાદ અથવા નિરાસ કરી નિર્ગુણ બ્રહ્મનું પ્રતિપાદન કરેલું છે, તેથી નિર્ગુણ બ્રહ્મનું જ્ઞાન થવા માટે સવિશેષ બ્રહ્મ અને સૃષ્ટિનિરૂપક વાક્યો હોવાથી એઓની સંગતિ થાય છે.

આનો ઉત્તર શ્રીગુસાંઇજી આપે છે કે જગત્પ્રતીતિ વેદથી થતી નથી, પરંતુ લોકથી થાય છે, તેથી લોકથી સિદ્ધ થતા પ્રપંચનો કર્તા કહી પછી શ્રુતિ એનો નિરાસ કરે એ સંભવે નહિ. વળી, એમ હોય તો પ્રપંચ સત્ય નહિ, પરંતુ પ્રાતીતિક હોવાથી અને એનો કર્તા કોઇ નહિ હોવાથી જગત સંભવે જ નહિ, જગતની પ્રતીતિ થાય ન નહિ. વાસનાથી જગતની પ્રતીતિ થાય છે એમ ન કહેવાય, કારણકે પ્રથમ અનુભવ અથવા પ્રતીતિ થયા પછી વાસના થાય છે, તેથી તમારા માત પ્રમાણે જગતની પ્રતીતિ સિદ્ધ થતી નથી અર્થાત્ તમે કહો છો તેમ હોય તો જગતની પ્રતીતિ થવી ન જોઇએ.

માયાવાદી-જગતની પ્રતીતિ અવિદ્યાથી અથવા જીવના અજ્ઞાનથી જ થાય છે. વિચિત્ર પરિણામ ઉત્પન્ન કરવાના સ્વભાવવાળી દોષરૂપ અવિદ્યાથી જ આ વિચિત્ર જગત દેખાય છે.

## લેખન પદ્ધતિ

સિદ્ધાન્તી-જીવની અવિદ્યા કહો છો તો પ્રથમ જીવના સ્વરૂપનો વિચાર કરો. જીવના સ્વરૂપનો વિચાર કર્યા વિના અવિદ્યા એનિ શક્તિ હોઇ શકે કે નહિ એ કહેવાય નહિ, તેથી જીવના સ્વરૂપનો પ્રથમ વિચાર કરીએ. જીવ બ્રહ્મનું અવિદ્યા અથવા અજ્ઞાનમાં પડેલું પ્રતિબિંબ નથી, કારણકે બ્રહ્મ જેવા રૂપરહિત પદાર્થનું પ્રતિબિંબ પડે નહિ; અજ્ઞાન જેવા અસ્વચ્છ પદાર્થમાં પ્રતિબિંબ કદાપિ પડે નહિ. રૂપરહિત પદાર્થનું અસ્વચ્છ પદાર્થમાં પ્રતિબિંબ પડતું હોય તો વાયુંનું કાષ્ઠનું પ્રતિબિંબ પડવું જોઇએ. વળી, જીવ બ્રહ્મનું પ્રતિબિંબ હોય તો **द्वा सुपर्णा सयुजा** એ શ્રુતિ ઉભયની એક સ્થળે સ્થિતિ કહે છે તે સંભવે નહિ, કારણકે બિંબ અને પ્રતિબિંબ કદાડિ એક સ્થળે હોઇ શકે નહિ.

વળી, અવિદ્યાનો નાશ થાય ત્યારે એમાં પડેલા પ્રતિબિંબ જીવનો પણ નાશ અવશ્ય થાય. અવિદ્યાનાશથી મોક્ષ થાય એમ માનો છો, તેથી જીવનો નાશ થાય ત્યારે મોક્ષ થાય, અથવા જીવનો નાશ એ જ મોક્ષ, એવો તમારો મત થાય છે. પ્રતિબિંબ હોવાથી જીવ પણ મિથ્યા થશે. જીવનો નાશ જ મોક્ષ હોવાથી કોઇ મોક્ષ માટે પ્રયત્ન પણ નહિ કરે અને વિધિ નિષેધ નિરર્થક થવાથી અધર્મ વધી જશે, વળી, જીવનમુક્તિ પણ સંભવશે નહિ, કારણકે અંતઃકરણ અથવા અવિદ્યામાં પડેલુ પ્રતિબિંબ જીવ છે એમ તમારે કહેવું પડે.

જીવ મુક્તને અંતઃકરણ હોય તો એ સંસારી જ કહેવાય, જીવનમુક્ત કહેવાય ન નહિ. અંતઃકરણ ન હોય તો મુક્ત જ ગણાય, જીવનમુક્ત ન રહે. અજ્ઞાન અથવા અવિદ્યામાં પડેલું પ્રતિબિંબ જીવ છે એમ કહો, તો જીવનમુક્તને બ્રહ્મનું અપરોક્ષ જ્ઞાન હોવાથી એનું અજ્ઞાન નાશ પામેલું છે, તેથી અજ્ઞાનમાં પડેલા પ્રતિબિંબ જીવનો પણ નાશ થયેલો હોવાથી જીવનમુક્તનો દેહ હાલી પણ શકે નહિ; તેથી જીવ પ્રતિબિંબ હોય તો જીવનમુક્તિ પણ સંભવે નહિ; તેથી જીવ પ્રતિબિંબ નથી.

